શ્રી સાહિત્યપરિષદ્ જે રાજકોટ મુકામે તા. ૨૮-૨૯-૩૦ મી ઑક્ટોબરમાં રાવ દિવાનબહાદુર અંબાલાલ સાકરલાલના પ્રમુખપણા નીચે મળનાર છે તેમાં પારેખ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે મોકલેલો નિબંધ.

---

# શ્રીમદ્‌વલ્લભાચાર્યજી પ્રતિપાદિત્ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત.

---

ઇશ્વર એજ દુનિયામાં અનાદિ મોટામાં મોટું તત્ત્વ છે, તેથી ઇશ્વરને જણાવનાર વિદ્યાને તત્ત્વવિદ્યા કહે છે, અને ઇશ્વર અને તેથી ઉતરતાં તત્ત્વોનો વિચાર કરનારને તત્ત્વવેત્તા ( Philosopher ) કહે છે.

દુનિયામાં અનેક તત્ત્વવેત્તાઓ થઈ ગયા છે. તેઓમાં છેલ્લામાં છેલ્લા અને મહાન્ તત્ત્વવેત્તા શ્રીમદ્‌વલ્લભાચાર્યજી છે. એમનો જન્મ સંવત ૧૫૩૫ માં હોવાથી એમની પહેલા થઈ ગયેલા તમામ તત્ત્વવેત્તાઓના વિચારો અને તેમાં રહેલી ખામીઓ જોવાને એ શક્તિવાન થયા હતા. પોતે એક મહાપંડિત, અનન્ય ભક્ત, અને આચાર્ય હોવાથી, જીવ, ઇશ્વર વગેરે સંબંધી એમના વિચારો વિદ્વાનોએ અવશ્ય જાણવા જોઇએ; એટલા માટે આ લેખમાં એમણે પ્રતિપાદન કરેલા શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું સ્વરૂપ બતાવવાને અમે યત્ન કરીએ છીએ.

શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સિદ્ધાન્ત પ્રમાણે જડજીવ સહિત આ સઘળું જગત્ બ્રહ્મથી જ થયું છે, અને અંતે તેનો તેમાં જ લય થવાનો છે. જેમ કરોળિયો પોતાના મુખમાંથી લાળ કહાડી તેનું જાળું બાંધી[1] તે ઉપર રમે

---

૧ યથોર્ણનાભિઃ સૃજતે. મુ. મુણ્ડકોપનિષત્, ૧૧૭.

કરે છે, તેમ બ્રહ્મને લીલા કરવાની ઇચ્છા થાય છે, ત્યારે તે પોતામાંથીજ આ સઘળુ જગત્ રચે છે, અને પાછુ પોતામાંજ તેનો લય કરે છે.

વેદમાં જેને બ્રહ્મ કહે છે, તેનેજ સ્મૃતિઓમાં પરમાત્મા કહે છે, પુરાણોમાં ભગવાન કહે છે, અને કેટલીક ઉપનિષદોમાં શ્રીકૃષ્ણ કહે છે. અથર્વવેદની પૂર્વગોપાલતાપિની ઉપનિષદ્‌માં શ્રીકૃષ્ણ શબ્દનો અર્થ નીચે પ્રમાણે સમજાવ્યો છે.

**कृषिर्भूवाचकः शब्दोणश्चनिर्वृति वाचकः ।**
**तयोरैक्यं परंब्रह्म कृष्णइत्यभिधीयते ॥**

અર્થ—**कृष्** શબ્દ સત્તા વાચક છે. અને **ण** આનંદ વાચક છે. એ એનો ભેગો અર્થ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ થાય છે.

વિષ્ણુસહસ્ર ઉપરની પોતાની ટીકામાં શ્રીમદ્‌શંકરાચાર્યજી ઉપરની શ્રુતિનો આધાર લેઈ કહે છે કે, **कृष्** શબ્દ સત્તાવાચક છે, અને **ण** શબ્દ આનંદવાચક છે. એ બંને શબ્દના ઐક્ય થકી કૃષ્ણ શબ્દનો અર્થ નિત્ય વિષ્ણુ થાય છે.' એ. વચનથી શ્રીકૃષ્ણ સચ્ચિદાનંદાત્મક છે એમ જાણવું.

એ પ્રમાણે બ્રહ્મ, કૃષ્ણ, પરમાત્મા, ભગવાન્, ઇશ્વર એ સઘળા શબ્દો એકજ સર્વોપરિ સત્તા કે સર્વોપરિ દેવના અર્થમાં વપરાય છે. આ લેખમાં અમો સર્વોપરિ તત્ત્વસૂચક શબ્દ તરીકે બ્રહ્મ કે ભગવાન્ શબ્દ વાપરીએ છીએ, અને શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું સ્વરૂપ સમજાવીએ છીએ.

## બ્રહ્મ

દોષરહિત, સર્વ ગુણોથી સંપૂર્ણ, સ્વતંત્ર, જડ શરીરના ગુણોથી રહિત કેવળ આનંદરૂપ કર, પાદ, મુખ, ઉદર વગેરે અવયવોવાળુ, સર્વવ્યાપી, જડ, જીવ, અને અંતર્યામીના ભેદરહિત, એવું બ્રહ્મનું સ્વરૂપ છે. (૨)

---

૨ निर्दोषपूर्णगुणविग्रह आत्मतंत्रो निश्चेतनात्मक शरीर गुणैश्चहीन·

બ્રહ્મ અનંત મૂર્તિ છે, અચલ અને ચલ છે, સર્વ વિરૂદ્ધ ધર્મના આશ્રય રૂપ છે, અને એ યુક્તિનો વિષય નથી. (૩)

બ્રહ્મને સર્વ ઠેકાણે હાથ, પગ, પર્યવસાન, આંખો, માથુ અને મુખ છે(૪)

બ્રહ્મને સર્વ ઠેકાણે કાન છે, બ્રહ્મ સર્વને આવરણ કરીને સ્થિતિ કરે છે. તે અનંતમૂર્તિ છે. તે વિભાગ રહિત છે, તો પણ (ઇચ્છા માત્રથી પ્રકટ થવાને) વિભાગવાળું છે. (૫)

શ્વેતાશ્વતર ઉપનિષદમાં બ્રહ્મનુ વર્ણન નીચે પ્રમાણે આપ્યું છે. (૬)

(તે પરમાત્મા) અદ્વિતીય, વિવિધ પ્રકારે ક્રીડા કરનાર, સર્વે પ્રાણીઓમાં ગુપ્ત, સર્વ વ્યાપક, સર્વ પ્રાણીઓના અંતરાત્મા (સર્વ પ્રાણીઓનાં) કર્મોના નિયંતા, સર્વ પ્રાણીઓના નિવાસરૂપ, સર્વના દ્રષ્ટા, ચેતનરૂપ, દેહદેહી વિભાગ રહિત, (અને) સત્ત્વાદિ ગુણો રહિત (આનંદઘન) છે.

મુંડકોપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

અલૌકિક, આકારરહિત, પુરૂષ, બાહ્યાભ્યંતર સહિત, અજન્મા, અપ્રાણ, અમન, શુદ્ધ, અને શ્રેષ્ટ, અક્ષરથી પર છે, તે બ્રહ્મ છે, (૭)

વળી કહ્યું છે કે બ્રહ્મ આનંદરૂપ દેખાય છે, (आनंदरूपममृतंयद्विभाति.)

કેટલાક બ્રહ્મને નિર્ગુણ કહે છે, અને ઉપનિષદોમાં તેવા શબ્દો જોવામાં આવે છે. આ સ્થળે ગુણ, અને નિર્ગુણ શબ્દોનો અર્થ સમજાવવો જોઇએ.

---

૩ अनंतमूर्तितद्ब्रह्म कूटस्थं चलमेवच ॥
विरुद्धसर्वधर्माणामाश्रयं युक्त्यगोचरम् ॥ ७१ ॥

४ सर्वतः पाणिपादांतं सर्वतोऽक्षिशिरो मुखम् ॥ गी. १३-१३

५ सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ।
अनंतमूर्ति तद्ब्रह्माविभक्तं विभक्तिमत् ॥ नि. शा. ९६

६ एकोदेवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षीचेता केवलोनिर्गुणश्च ॥२२॥

७ दिव्योह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥ मुंड. ११४

ગુણુ શબ્દ પારિભાષિક હોવાથી એનો અર્થ સત્ત્વ, રજ અને તમોગુણુ થાય છે. આ ત્રણે ગુણુની સત્તા સર્વ પ્રાણી, પદાર્થ, ક્રિયા અને કર્મો ઉપર થાય છે. એટલાજ માટે વેદના કર્મકાંડમાં લખેલી ક્રિયાઓને ભગવાન્ શ્રીકૃષ્ણુ ગીતામાં ત્રણુ ગુણુની અસરવાળી કહે છે. (૮)

ભગવાનની બાર શક્તિઓ છે, તે પૈકીની માયા પણુ એક શક્તિ છે. (જુઓ કૃષ્ણુલીલામૃત પૃષ્ટ ૨૨૯.) ઉપર કહેલા સત્ત્વાદિ ગુણો માયાથી થયા છે. માયા ભગવાનની શક્તિરૂપ હોવાથી તેમાંથી ઉત્પન્ન થયેલા ત્રણુ ગુણોની ભગવાનના ઉપર અસર થતી નથી, એટલાજ માટે બ્રહ્મ અથવા ભગવાનને નિર્ગુણુ કહેવામાં આવે છે. એ ઉપરથી એમ ન સમજવું કે બ્રહ્મ ગુણુ વિનાનું છે. બ્રહ્મમાં અનંત કલ્યાણુકારી ગુણો છે, પણુ ગુણુ શબ્દના પારિભાષિક અર્થનો વિરોધ ન આવે એને માટે, તે ગુણોને, ગુણુ ન કહેતાં, ધર્મ કહે છે. એ કારણુથી ભગવાન નિર્ગુણુ છે એમ કહેવામાં આવે ત્યારે એમ સમજવું કે, એમના ઉપર ત્રણુ ગુણોની અસર થતી નથી.

ભગવાનના અનંત કલ્યાણુકારી ધર્મો છે. એ ધર્મોનો સમાસ મુખ્ય છ ધર્મોમાં કરવામાં આવે છે. તે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય છે. એ રીતે ભગવાન્ ( બ્રહ્મ ) નિર્ગુણુ કહેવાય છે તેમ છતાં સધર્મક છે.

બ્રહ્મ નિર્ગુણુ છે કે સગુણુ, એ સબંધી જેમ ઉપર બતાવ્યા પ્રમાણે સમજ ફેર ચાલે છે, તેમ બ્રહ્મ આકાર સહિત છે કે નિરાકાર છે, ક્રિયાવાન છે કે ક્રિયા રહિત છે, વગેરે બાબત સમજ ફેર ચાલે છે. બ્રહ્મ એકજ આકારવાળું કહી શકાય નહિ, કેમકે તે સર્વ શક્તિવાન હોવાથી ઈચ્છામાં આવે તે આકાર ધારણુ કરી શકે છે, તેમજ એક આકાર બદલી બીજો ધારણુ કરી શકે છે, તેમજ એકસાથે અનેક આકાર ધારણુ કરી શકે છે. બ્રહ્મ આનંદ રૂપ હોવાથી શ્રીમદ્વલ્લભાચાર્યજી એને આનંદાકારવાળું કહે છે, અને આનંદને રૂપ સમર્પક ગણે છે. એ રીતે બ્રહ્મ આકાર વગરનું છે એમ કહેવામાં આવે, ત્યારે એમ સમજવું કે, બ્રહ્મનો આકાર સ્થાઈ લૌકિક પદાર્થના જેવો નથી. એજ પ્રમાણે શ્રુતિ, સ્મૃતિ, પુરાણો વગેરેમાં જ્યાં બ્રહ્મ અથવા ભગવાન્ મન વગરના, પ્રાણુ વગરના, ક્રિયા વગરના છે એમ લખ્યું હોય, ત્યાં

---

૮ त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ॥ ગી. ૨-૪૫.

ત્યાં એ પ્રાકૃત મન, પ્રાણ, ક્રિયા વગરના છે એમ જાણવું. બ્રહ્મના હાથ પગની બાબતમાં પણ એજ વિવેક સમજવો. મનુષ્યની ઇન્દ્રિયો શરીરના અમુક ભાગમાં હોય છે, પણ ભગવાનની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો સર્વ સ્થળમાં હોય છે. જેમ મેસમેરાઇઝ કરેલા મનુષ્યનાં ઇન્દ્રિય સ્થાન કેટલીક વખત ફરી જવાથી, તેને કોઈ પદાર્થ જોવા આપવામાં આવે તો, તે આંખ સામો ન ધરતાં, હાથ કે કાન સામો ધરી જુવે છે, તેમ ભગવાનને સર્વ સ્થળમાં જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો છે. માટેજ બ્રહ્મનું સ્વરૂપ પ્રતિપાદન કરનાર વાક્યમાં કહ્યું છે કે બ્રહ્મ **सर्वतः पाणिपादांतम् सर्वतोऽक्षिशिरोमुखम्** ॥ ( ગી. ૧૩. ૧૩ ) વાળુ છે. એ પ્રમાણે બ્રહ્મનું વર્ણન કરી, જીવનું સ્વરૂપ કેવું છે તે અમે બતાવીએ છીએ.

## જીવ.

જીવ એ બ્રહ્મનો અંશ છે, પણ પોતેજ સમગ્ર બ્રહ્મ નથી, એટલા માટે હું બ્રહ્મ છું ( **अहं ब्रह्मास्मि** ) એ કહેવાનો અર્થ એવો છે કે હું બ્રહ્મનો અંશ છું.

શ્રી શંકરાચાર્યજી જીવ અને બ્રહ્મની એકતા સ્થાપન કરવાને માટે જીવમાંથી દુઃખિત્વાદિ ધર્મોનો અને ઈશ્વરમાંથી સર્વજ્ઞત્વાદિ ધર્મોનો ત્યાગ કરી **सोऽयमूदेवदत्तः** ની પેઠે ભાગત્યાગલક્ષણાથી એકતા સિદ્ધ કરે છે. ભાગત્યાગલક્ષણાની યુક્તિ શ્રુતિસિદ્ધ નહિ હોવાથી શ્રીમદ્દવલ્લભાચાર્યજી તેનો સ્વીકાર કરતા નથી, પણ **यथाग्नेः क्षुद्राविस्फुलिंगाव्युच्चरंति. इ.** શ્રુતિ અને **ममैवांशो** એ ગીતા વાક્યને આધારે અંશાંશી ભાવથી જીવ અને બ્રહ્મની એકતા સિદ્ધ કરે છે.

શ્રીમદ્દવલ્લભાચાર્યજી કહે છે કે જીવ ડાંગેરના એક કણના અણિયા જેવડો છે. શ્રુતિમાં તેને **बालाग्र** જેવડો કહેલો છે(૧), તેમ છતાં જેમ પુષ્પનો ગંધ અધિકદેશવર્તી છે, તેમ જીવનો ગુણ ચૈતન્ય અધિકદેશવર્તી હોવાથી તેનો પ્રકાશ આખા શરીરમાં પડે છે. જ્યારે ભગવાનનો તેમાં આ-

---

૧ **बालाग्रशतभागस्य.**

ર્ભાવ થાય છે, ત્યારે તે વ્યાપક થાય છે, તે સિવાય તેમાં સર્વ વ્યાપકપણું હોતું નથી. (૧૦)

જેમ દીવો એક સ્થળે રાખ્યો હોય તેમ છતાં તેનો પ્રકાશ આખા ઓરડામાં પસરી જાય છે, જેમ પુષ્પ એક જગાએ રાખ્યા છતાં તેનો ગંધ અધિક દેશમાં ફેલાય છે, તેમજ શરીરના એક ભાગ ( હૃદય ) માં જીવની સ્થિતિ છતાં, તેનુ ચૈતન્ય આખા શરીરમાં ફેલાય છે. જ્યારે જીવમાં ભગવાનનો આવિર્ભાવ થાય છે, ત્યારેજ **नित्यः सर्वगतः स्थाणुः** એ વાક્યમાં કહેલું સર્વગતત્વ જીવમાં સંભવે છે. જેમ લોઢાના ગોળાને તપાવ્યાથી તેમાં દાહકત્વ આવે છે, પણ તે દાહકત્વ લોઢાનું નથી, પણ અગ્નિનું છે, તેમ જીવમાં ભગવાનનો આવિર્ભાવ થતાં, તેને વ્યાપકત્વ પ્રાપ્ત થાય છે, પણ તે તેનું નથી, પણ ભગવાનનું છે.

ક્ષપણકાદિ કહે છે કે જો જીવ દેહ જેવડો ન હોય, તો સમગ્ર દેહમાં ચૈતન્યનું જ્ઞાન થાય નહિ. આ યુક્તિ નિર્બળ છે, કેમકે જો જીવ શરીર જેવડો હોય તો શરીરની વૃદ્ધિ અને ક્ષીણતાની સાથે તે વૃદ્ધિ અને ક્ષીણતાને પામે, તેમજ શરીરનું એકાદ અંગ છેદાઈ જતાં જેમ તે અંગ મરી જાય છે, તેમ તે અંગમાં રહેલા જીવનો ભાગ પણ મરી જાય, અને શરીરની અનિત્યતાની સાથે જીવની પણ અનિત્યતા થાય. એ વગેરે કારણોથી જીવનું પરિમાણ શરીર જેવડું નથી એમ સિદ્ધ કરવામાં આવે છે.

નૈયાયિકો જીવને વ્યાપક કહે છે, પણ એ વાત સિદ્ધ થતી નથી. જો **अ** નો જીવ સર્વ વ્યાપી હોય તો **ब, क, ह** વગેરે શું કરે છે, શું ખાય છે, શું ભોગવે છે, વગેરે સર્વ તે જાણે. તેમ થવાથી, સર્વને સર્વજ્ઞતાની પ્રાપ્તિ થાય, અને ત્રૈલોક્યનું સાંકર્ય થાય, પણ તેમ બનતું નથી, તેથી એ મત પણ સિદ્ધ થતો નથી.

પૂર્વે કહ્યા પ્રમાણે જીવમાં જ્યારે બ્રહ્મનો આનંદાંશ પ્રકટ થાય છે ત્યારે તેમાં કરોડો બ્રહ્માંડ પ્રતીત થાય છે. વેદ કહે છે કે **ब्रह्मविद् ब्रह्मैव भवति,**

---

૧૦ **जीवस्त्वाराग्रमात्रो हि गंधवद्व्यतिरेकवान्॥**
**व्यापकत्वश्रुतिस्तस्य भगवत्त्वेन युज्यते** ॥ નિ. શા. ૫૨

આ બ્રહ્મત્વ આનંદાંશની અભિવ્યક્તિથી થાય છે. આનંદ અંશને વિરૂદ્ધ‑ ધર્માશ્રયત્વ ધર્મ છે, તેથી આનંદનો અંશ અભિવ્યક્ત થવાથી પરિચ્છેદત્વ અને વ્યાપકત્વ એ બંને ધર્મો સાથે હોઈ શકે છે.

જીવનો ચૈતન્ય ગુણ પ્રકાશક છે, અને એ ગુણને લીધેજ જીવને તે‑ જોવત્ કે જ્યોતિ કહેવામાં આવે છે, પણ એ જ્યોતિ કે તેજ પંચમહાભૂત માંનું નથી, પણ બ્રહ્મનુંજ છે.

જીવમાં રૂપાદિનો અભાવ છે, તેથી તેનું ગ્રહણ પ્રાકૃત ઇન્દ્રિયોથી થઇ શકતું નથી, તેમજ તે બીજા પ્રકાશથી પ્રકાશ્ય નથી.

**पराञ्चि खानि०** એ શ્રુતિમાં કહેલું છે કે ઇન્દ્રિયો બહાર ગમન કર‑ નારી હોવાથી, તે બહારના વિષયને જોઈ શકે છે, પરંતુ અંતરાત્માને તે જોઈ શકતી નથી.

જીવ ત્રણ પ્રકારથી જોઈ શકાય છે, (૧) યોગવડે સાધિત્ થયેલા મ‑ નથી, (૨) જે દૃષ્ટિવડે ભગવાન્ જોઇ શકાય છે તે દૃષ્ટિથી, અને (૩) દિવ્ય જ્ઞાન દૃષ્ટિથી.

સજાતીય ગ્રાહકત્વ નિયમિત્ હોવાથી, લૌકિક ઇન્દ્રિયથી જે લૌકિક ગ્રહણ થાય છે, તે સદંશથી સદંશનું ગ્રહણ છે, અને તે સદંશ બાહ્ય છે. જીવ સદંશ હોવાથી સદંશ ચક્ષુ તેને જોઈ શકતાં નથી, પણ ચક્ષુ જ્યારે આનં‑ દાંશ પ્રાપ્ત કરે છે ત્યારે તે ચિદંશ અને આનંદ અંશને જોઈ શકે છે. યોગ‑ વડે મન સાધિત્ થાય છે ત્યારે તેમાં જ્ઞાનાંશ પ્રકટ થાય છે, તેથી તેવું મન હૃદયની અંદર જીવાત્માને જોઇ શકે છે. ભગવાનની એમ ઇચ્છા થાય કે બધા મને જુઓ, ત્યારે દૃષ્ટિમાં જ્ઞાનાંશ આવિર્ભુત્ થાય છે, અને સર્વ ભગવાનને જોઈ શકે છે. તેમજ જ્યારે ભક્તિથી આનંદાંશ પ્રકટ થાય છે ત્યારે દૃષ્ટિ ભગવાનને જોઇ શકે છે. આનંદાંશ પ્રકટ થવાથી જ્ઞાનનું પણ પ્રાકટ્ય થાય છે. એ પ્રકારે ભગવદ્ દૃષ્ટિ અને દિવ્ય જ્ઞાન દૃષ્ટિ પણ જીવને જોઈ શકે છે.

બ્રહ્મબિંદુ ઉપનિષદ્‌ની **एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत्** શ્રુતિ ઉપરથી કેટલાક એમ માને છે કે જીવ એ બ્રહ્મનું પ્રતિબિંબ છે, અ‑

થવા આભાસ છે. શ્રીમદ્દવલ્લભાચાર્યજી શ્રુતિને આધારે આ મતનું નિરાકરણ કરે છે, અને કહે છે કેઃ—

ઉપરની શ્રુતિ બ્રહ્મને પ્રતિપાદન કરનાર છે. જીવને પ્રતિપાદન કરનારી નથી. પ્રતિબિંબમાં રૂપસ્પર્શાદિયુક્ત પદાર્થનું રૂપ કે ક્રિયા જણાય છે, પરંતુ ધર્મનો સ્પર્શ જણાતો નથી. જીવમાં સત્ અને ચિત્ એ બે અંશ હયાત છે કેવળ સદંશસ્ફુર્તિથી જીવ બ્રહ્મના આભાસ રૂપ કહેવાય છે, અને ચિદંશ અને સદંશની સ્ફુર્તિથી તે પ્રતિબિંબ કહેવાય છે, અને ત્રણે અંશની સ્ફુર્તિથા તેનું બ્રહ્મત્વ કહેવાય છે, પણ જીવ લૌકિક આભાસ અથવા પ્રતિબિંબ રૂપ નથી. તેમ હોય તો જીવ સ્વરૂપ મિથ્યા થઈ જાય. જેમ જે બ્રાહ્મણમાં વિદ્યાદિ ગુણો ન હોય તેને બ્રાહ્મણાભાસ કહે છે, તેમ બ્રહ્મ ધર્મ રહિત જીવને બ્રહ્માભાસ કહે છે.

જેમ કોઈ પદાર્થની આસપાસ આડો પડદો હોય તો તેનું પ્રતિબિંબ પડી શકતું નથી, તેમ બ્રહ્મ માયાથી વેષ્ટિત હોવાથી તેનું પ્રતિબિંબ પડી શકતું નથી, માટે આભાસ અને પ્રતિબિંબની ઉપર કહેલી વ્યવસ્થાજ ઉચિત છે.

જેમ જીવને પ્રતિબિંબ માનવામાં આવે છે, તેમ ઇશ્વરને પણ માયાવાદમાં પ્રતિબિંબ માનવામાં આવે છે. એ વાદમાં છ જુદા જુદા મત છે.

પહેલા પક્ષમાં માયામાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ ઇશ્વર કહેવાય છે, અને તે માયાના પરિચ્છિન્ન અનંત પ્રદેશરૂપ આવરણવિક્ષેપશક્તિવાન અવિદ્યાઓને વિષે પડેલાં ચૈતન્યનાં પ્રતિબિંબને જીવ કહે છે.

બીજો પક્ષ એવો છે કે ત્રિગુણાત્મક પ્રકૃતિનાં અવિદ્યા અને માયા એ બે રૂપ છે. તેમાં રજો અને તમો ગુણથી નહિ પરાભવ પામેલી શુદ્ધસત્ત્વ પ્રધાન માયા છે. આ માયામાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ ઇશ્વર છે. રજો અને તમો ગુણથી પરાભવ થયેલી મલિનસત્ત્વપ્રધાન અવિદ્યા છે. તેમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ જીવ છે.

ત્રીજો પક્ષ એવો છે કે વિક્ષેપશક્તિપ્રાધાન્યવડે માયા શબ્દ વાચ્ય

મૂલ પ્રકૃતિમાં ચૈતન્યનું પ્રતિબિંબ ઇશ્વર છે, અને આવરણશક્તિપ્રાધાન્યથી અવિદ્યા શબ્દ વાચ્ય પ્રકૃતિમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ જીવ છે.

ચોથો પક્ષ એવો છે કે અવિદ્યામાં ચૈતન્યનું પડેલું પ્રતિબિંબ એજ ઇશ્વર છે, અને અંતઃકરણમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ જીવ છે.

પાંચમો પક્ષ એવો છે કે બ્રહ્માશ્રિત માયાતમનેવિષે ચૈતન્યનું પડેલું પ્રતિબિંબ ઇશ્વર છે, અને માયા કલ્પિત્ અંતઃકરણમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ જીવ છે.

છઠ્ઠા મતમાં જીવોપાધિ અંતઃકરણ વડે અવિચ્છિન્ન ચૈતન્યબિંબભૂત ઇશ્વર છે, અને અજ્ઞાનમાં તેનું પડેલું પ્રતિબિંબ જીવ છે

ઉપરના છમાંથી એક પણ પક્ષ સિદ્ધ થતો નથી, એ વાત શ્રીમદ્વલ્લભાચાર્યજી કૃત તત્ત્વદીપ નિબંધમાં અને શ્રી પુરૂષોત્તમજીકૃત નિબંધ ઉપર આવરણભંગ નામની સમર્થ ટીકામાં બતાવી છે. એ પુસ્તકોમાં બતાવેલાં કારણો પૈકી થોડાં આ સ્થળે બતાવવામાં આવે છે.

આવરણવિક્ષેપરહિત્ પ્રકૃતિને વિષે જે પ્રતિબિંબનો સ્વીકાર કરે છે, તેના મતમાં ઇશ્વર સિદ્ધ થતો નથી. અતિ સ્વચ્છ વસ્તુને વિષે પ્રતિબિંબ પડતું નથી. સ્ફટિકાદિમાં તેવો નિશ્ચય થાય છે. કાંઇક દૂર થકી મલિનશક્તિના સંબંધથી વક્રિત ઉપનેત્ર ( ચસ્મા ) ની પેઠે પ્રતિબિંબ પ્રતિપાદન કરાય, તો પણ સૃષ્ટિની પૂર્વે આકાશાદિ ( કારણમાં વિદ્યમાન હોવાને લીધે) નહિ ઉત્પન્ન થવાથી, બહાર અવકાશનો અભાવ હોય છે, તેથી વ્યવધાનને અભાવે પ્રતિબિંબ પડવાનો સંભવ નથી. કદાપિ ગૃહિલપણાથી બહાર અવકાશ સ્વીકારવામાં આવે, ત્યારે ઇશ્વર અને ચૈતન્ય પ્રાદેશિક થવાથી વ્યાપકત્વની હાની આવે, અને આકાશ સંભવ શ્રુતિનો વિરોધ આવે.* વળી આવરણાદિ શક્તિમાન માયા પ્રદેશમાં જીવનો જે પ્રતિબિંબ સ્વીકારે છે તે આવરણ શક્તિનું આંતરાલિકત્વ હોવાથી, જીવ પ્રતિબિંબ ઘટી શકતું નથી.

---

* तस्माद्वाएतस्मादात्मन आकाशः संभूतः तैत्तिरीयोपनिषत् ४५

વળી અનાંતરાલિક માને તો તેના અસંબંધથી જીવને અજ્ઞત્વનો અનુભવ પ્રતિપાદન થઈ શકે એમ નથી. આ પ્રકારે પ્રથમ પક્ષ સંભવતો નથી.

બીજો પક્ષપણ તેવો જ છે. માયા અને અવિદ્યા બંનેના વ્યાપકત્વને લીધે, અને રજતમથી અનભિભૂતત્વ અને અભિભૂતત્વ સર્વત્ર હોવાથી, માયા અને અવિદ્યાના વિવેકનો અસંભવ થાય છે, તેથી બે પ્રતિબિંબનો પણ અ-વિવેક થતાં જીવ, ઈશ્વિર, વિભાગ જ ઘટતો નથી. માયા અને અવિદ્યાને અ-વ્યાપક ગણે તો જીવ અને ઈશ્વરની વ્યાપકતાની હાનીનો પ્રસંગ આવે. જો માયાનુ વ્યાપકત્વ અને બહાર સર્વત્ર સ્વચ્છત્વ ગણે, અને માયામાં રહેલી અવિદ્યાનું મલિન સ્વચ્છત્વ સ્વીકારે તો પણ વ્યાપકને વિષે પ્રતિબિંબનું અ-દર્શન હોવાથી ઈશ્વિર ઘટી શકે નહિ; અને બહાર રહેલા ચૈતન્યને માયાના અંશ રજ અને તમોગુણથી અવિદ્યાનું વ્યવધાન હોવાથી, તેનું પ્રતિબિંબ પડ-વાનો અસંભવ છે, તેથી જીવ પણ ઘટતો નથી. કાંઈ દૂરત્વના અવકાશની કલ્પના કરવામાં આવે તો પૂર્વે કહેલું દૂષણ ( વ્યાપકત્વ હાની ) આવે. માટે બીજો પક્ષ પણ ઘટતો નથી.

ત્રીજા પ્રક્ષમાં પણ ઉપર કહેલા દોષ આવે છે.

ચોથો પક્ષ અવિદ્યા અને બુદ્ધિ શુદ્ધ નહિ હોવાથી એમાં પ્રતિબિંબ પડી શકતું નથી. આ વાત સર્વ નિર્ણયમાં વધારે વિસ્તારથી બતાવી છે (૧૧) એમાં પૂર્વે કહેલાં દૂષણ પણ આવે છે.

પાંચમા પક્ષમાં આકાશ દૃષ્ટાન્ત વડે ચૈતન્ય દ્વિગુણિત પ્રકારથી કહેવામાં આવ્યું છે, તો પણ દૃષ્ટાન્તાનુંસાર ઉપાધિ રહિતનું જ પ્રતિબિંબ પડે છે, તેથી, અને આંતરાલિક માયાતમ ધાડ અવયવવાળુ હોવાથી, અને બુદ્ધિ વાસના વ્યવધાન રૂપ હોવાથી, ઈશ્વિરનો અસંભવ છે. વિરલ અવયવાદિ રૂપનો સ્વીકાર કરવામાં આવે તો માયાનો હેતુ રહે નહિ, અથવા આ પક્ષને સ્વભાવવાદની આપત્તિ આવે. પ્રતિબિંબ સિદ્ધ થવાને માટે તેવા સ્વભાવની સિદ્ધિ હોવી જોઇએ, અને સ્વભાવ સિદ્ધ થવાને માટે પ્રતિબિંબની સિદ્ધિ હોવી જોઇએ. એ પ્રકારે અન્યોઅન્યાશ્રય આવે છે. એ જ પ્રમાણે અંતઃકરણના પ્રતિબિં-

---

૧૧ શ્રીમદ્દ વલ્લભાચાર્યજી કૃત તત્ત્વદીપનિબંધના બીજા પ્રકરણને સર્વનિર્ણય કહે છે.

૨૪૬૮



બમાં પણ માયા વગર અંતઃકરણની સ્થિતિ નહિ હોવાથી, પૂર્વે કહેલો દોષ આવે છે. માયામાં પડેલા ચૈતન્યના પ્રતિબિંબને ઈશ્વરની કલ્પના કરીને મલિન સત્ત્વા અવિદ્યામાં, અથવા તેવા અંતઃકરણમાં ઈશ્વરના પ્રતિબિંબને જેઓ જીવ માને છે, તેઓના મતમાં પણ માયાનુંવ્યવધાન હોવાથી ઈશ્વરનું પ્રતિબિંબ જીવ સિદ્ધ થઈ શકે એમ નથી. જો માયાનું બહારથી સર્વ પ્રકારે સ્વચ્છત્વ સ્વીકારવામાં આવે તો અસ્વચ્છાંશનો અંતઃકરણ અને અવિદ્યાને વિષે સંભવ થઈ શકે નહિ, એ દોષ આવે છે. જો માયાના શુદ્ધ સત્ત્વ, અને અંદર અશુદ્ધ સત્ત્વ, અવિદ્યાનો અંગીકાર કરીને, અવિદ્યાની અંદર રજ અને તમોગુણનો સ્વીકાર કરીએ તો પ્રથમ પક્ષમાં કહેલો દોષ આવે.

છઠ્ઠા બિંબેશ્વરવાદમાં જીવ ઉપાધિ અવચ્છિન્ન ઈશ્વરને ઉપાધિ સંબંધથી અંતરાલના અભાવથી પ્રતિબિંબનો અસંભવ છે, અને ઈશ્વરના બિંબત્વનો પણ અસંભવ છે.

એ રીતે માયાવાદમાં કહ્યા પ્રમાણે પ્રતિબિંબની સિદ્ધિ થતી નથી.

ઈશ્વર અને જીવને પ્રતિબિંબ સ્વીકારવાથી બીજાં દૂષણ પણ આવે છે. જે જેમાં વ્યાપિ રહ્યું હોય તેમાં તેનું પ્રતિબિંબ પડતું નથી, બ્રહ્મ માયામાં વ્યાપિ રહ્યું છે તેથી તેમાં તેનું પ્રતિબિંબ પડતું નથી, તેમજ ઈશ્વર અંતઃકરણમાં વ્યાપિ રહેલા હોવાથી તેમાં તેમનું પ્રતિબિંબ પડતું નથી. કોઈ એમ શંકા કરે કે આકાશ સર્વત્ર વ્યાપી રહ્યું છે તેમ છતાં તેનું પ્રતિબિંબ પાણીમાં પડે છે. આ શંકાના ખુલાસામાં કહે છે કે પાણીમાં જે પ્રતિબિંબ પડે છે તે આકાશનું નથી પણ તેના પ્રભામંડલનું છે.

**द्वासुपर्णा सयुजा सखायौ** એ શ્રુતિમાં કહ્યું છે કેઃ—બે પક્ષીઓ સાથે રહેનારા અને સખા છે, તે એક વૃક્ષ પ્રતિ આલિંગન કરતા હવા. તે બેમાંનો એક સ્વાદુ ફલ ખાય છે, અને બીજો નહિ ખાતો છતો જુએ છે. (મુંડક)

આ શ્રુતિમાં જીવ કર્મફલનું ભક્ષણ કરે છે, એ વાક્યથી પ્રતિબિંબને ક્રિયા અને બિંબને મૌન ભાવ કહેવામાં આવે છે, એ પ્રત્યક્ષ વિરૂદ્ધ છે. પ્રતિબિંબની ક્રિયા કેવળ બિંબાધીનજ હોવી જોઈએ.

વળી એ શ્રુતિમાં જીવ અને ઈશ્વરની એક ઠેકાણે સ્થિતિ બતાવી છે.

જો બિંબ પ્રતિબિંબ વાદનો સ્વીકાર કરીએ તો એકત્ર સ્થિતિ હોઈ શકે નહિ, કેમકે બિંબ અને પ્રતિબિંબની એક ઠેકાણે સ્થિતિ હોઈ શકતી નથી.

**गुहां प्रविष्टा वात्मानौ** એ સૂત્રમાં જીવ અને ઇશ્વિરની એક હૃદયમાં સ્થિતિ કહી છે તેથી પ્રતિબિંબ કલ્પના સૂત્ર વિરૂદ્ધ પણ છે.

ગીતાજીમાં જીવને બ્રહ્મનો અંશ ( **ममैवांशो जीव लोके** ) કહેલો છે, તેમજ તેનું ઉત્ક્રમણ, સ્થિતિ, અને ભોગવનારપણું કહ્યું છે. જો જીવ માત્ર પ્રતિબિંબ હોય તો તે અંશ, કહેવાય નહિ, તેમ જ બિંબની ગતિથી એની નિરાળી ગતિ કે બિંબના ભોગથી એના ભોગ નિરાળા ઘટે નહિ. એ કારણથી બિંબપ્રતિબિંબવાદ ગીતા વાક્યથી પણ વિરૂદ્ધ છે.

પ્રતિબિંબ દૃશ્ય છે, અને જીવ અદૃશ્ય છે. તે કારણથી પ્રતિબિંબવાદનો સ્વીકાર કરવામાં આવે તો અદૃશ્ય શ્રુતિનો પણ વિરોધ આવે છે.

બ્રહ્મ અને અવિદ્યા બંને વ્યાપક છે, અને બંનેનો સંયોગાદિ સંબંધ નથી પણ સ્વરૂપ સંબંધ છે, એમ કહેવામાં આવે તો સ્ફાટિકમાં સ્ફાટિકનું, અને ઘટાવચ્છિન્ન આકાશમાં ઘટનું પણ પ્રતિબિંબ પડવું જોઇએ. જે જેમાં વિદ્યમાન હોય તેમાં તેનું પ્રતિબિંબ પડતું નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે ચક્ષુ યોગ્ય અવાપ્ય પદાર્થ જ પ્રતિબિંબિત થાય છે, અને તદ્વિરૂદ્ધ પ્રતિબિંબિત થતું નથી.

બ્રહ્મ અને અવિદ્યા બંનેને વ્યાપક ગણવાથી અવચ્છિન્નવાદમાં પ્રવેશ થાય છે, અને અવચ્છિન્નવાદ તેમજ પ્રતિબિંબવાદ બંને શ્રુતિથી અસંગત છે.

શ્વેતાશ્વતર ઉપનિષદમાં **अंगुष्ठमात्रो रवितुल्यरूपः संकल्पाहंकारसमन्वितोयः** એ શ્રુતિમાં જીવને સંકલ્પ અને અહંકારનો યોગ કહેલો છે, પણ અવચ્છેદ કે પ્રતિબિંબમાં ઉપાધિ યુક્તત્વ પ્રયોગ કહેલો નથી. ઘટયુક્ત ઘટાકાશ, અને દર્પણ યુક્ત પ્રતિબિંબ એવો કોઈ ઠેકાણે પ્રયોગ હોઇ શકતો નથી, પણ જીવ એવું નામાન્તર શ્રુતિમાં દેખાય છે, માટે અવચ્છિન્નવાદ યુક્ત નથી.

જો જીવને પ્રતિબિંબ માનીએ તો જીવના સ્વરૂપનો નાશ એ મુક્તિ કહે-

વાય, અને લિંગ શરીર વિદ્યમાન હોવાથી જીવન્ મુકિત ઘટી શકે નહિ. અવિદ્યામાં પ્રતિબિંબ કહેવામાં આવે તો પણ તેમાં તેને બાધ કાયમ રહેછે.(૧૨)

પ્રતિબિંબવાદ ગ્રહણ કરવામાં આવે તો આત્મનાશ એ પુરૂષાર્થ રૂપ થાય. કેમકે એ વાદમાં આત્મનાશને જ મુક્તિ કહી શકાય. વળી લિંગશરીર વિદ્યમાન હોવાથી જીવનમુક્તિ ઘટી શકતી નથી.

અવિદ્યામાં કે અંતઃકરણમાં પ્રતિબિંબ પડે છે, એમ કહેવામાં આવે તો એ બંને અશુદ્ધ હોવાથી તેમાં પ્રતિબિંબ ઘટતું નથી; તેમ છતાં પ્રતિબિંબ પડે છે એમ દુરાગ્રહથી માને તો લિંગ પક્ષમાં ઉપાધિ વિદ્યમાન હોવાથી સંસાર જ ઘટે છે, અને તેને અભાવે પરમ મુક્તિ ઘટે પણ કોઈ પ્રકારે જીવન મુક્તિ ઘટી શકતી નથી.

ઇશ્વર એ બ્રહ્મનું પ્રતિબિંબ અને જીવ એ ઇશ્વરનું પ્રતિબિંબ છે એમ સ્વીકાર કરવામાં આવ્યાથી, જીવની મુક્તિ થતાં તે બ્રહ્મનું પ્રતિબિંબ થઈ શકે પણ બ્રહ્મ થઈ શકે નહિ. એમ હોવાથી **ब्रह्मविद्ब्रह्मैव भवति** એ શ્રુતિનો વિરોધ આવે છે.

વળી પ્રતિબિંબની અલીકતા હોવાથી તે દૃષ્ટિવાળા પુરૂષનેજ સમત હોઈ શકે, પણ આંતર દૃષ્ટિવાળા પુરૂષને અથવા વૈદિક પ્રમાણને સંમત નથી.

યુક્તિ માત્રથી શોધિત્ **तत्त्वमस्यादि** વાક્યની વિદ્યા ઉત્પન્ન કરવામાં શક્તિ નથી, પણ તે વાક્ય અન્ય પ્રયોજનને માટેજ કહેલું છે, એટલે તે વાક્યથી જડ અને જીવનું પ્રથક્ નિરૂપણ કરીને બ્રહ્મનું સર્વરૂપત્વ નિરૂપણ કરેલું છે.(૧૩)

જો જીવ પ્રતિબિંબ હોત તો શ્રુતિમાં **तत्त्वमसि** ને બદલે **मत्त्वमसि**

---

૧૨ **जीवहानिस्तदामुक्तिर्जीवन्मुक्तिर्विरुध्यते ।**
**लिंगस्य विद्यमानत्वादविद्यायांततोऽपिहि ॥** ની. શ્ના. ૫૯

૧૩ **तत्त्वमस्यादिवाक्यस्य शोधितस्यापि युक्तितः ॥**
**न विद्याजनने शक्तिरन्यार्थं तच्च कीर्तितम् ॥**
**ब्रह्मणः सर्वरूपत्वमवयुज्य निरूपितम ॥** ની. શ્ના ૬૧.

કહેત, અને જો શ્રુતિમાં અવચ્છિન્ન અભિપ્રેત હોત તો **तत्त्वमसि** એટલું જ કહેત. વળી જે ઉપદેશમાં **तत्त्वमसि** વાક્ય છે તે ઉપદેશમાં ૧૫ પદ છતાં **तत्त्वमसि** એટલાજ વાક્યને મહાવાક્ય કહેવામાં આવે છે એ અયોગ્ય છે. જે પંદર પદોમાં સંપૂર્ણ ઉપદેશ સમાયેલો છે તે બધાં પદ મળીને મહા વાક્ય થાય છે.

એ પ્રમાણે જીવ એ બ્રહ્મ કે ઇશ્વરનું પ્રતિબિંબ નથી પણ બ્રહ્મનો અંશ છે.

## જગત્.

જે પ્રમાણે જીવ બ્રહ્મનો અંશ છે તેજ પ્રમાણે પૃથ્વી, પાણી વગેરે તમામ જડ પદાર્થો પણ બ્રહ્મના સદંશમાંથીજ થયા છે.

મુંડક ઉપનિષત્‌માં કહ્યું છે કે જેમ આ લોકમાં કરોળિયો તંતુઓને સૃજે છે ને ગ્રહણ કરે છે, જેમ પૃથ્વીમાંથી ઓષધિઓ ઉત્પન્ન થાય છે, જેમ વિદ્યમાન પુરૂષથી કેશને રૂંવાટાં ઉત્પન્ન થાય છે. તેમ અક્ષરથી જગત્ ઉત્પન્ન થાય છે.(૧૪)

એ પ્રમાણે બ્રહ્મ, જીવ, અને જગત્‌ની વ્યવસ્થા હોવાથી શ્રીમદ્‌વલ્લભાચાર્યજી શુદ્ધાદ્વૈત (બ્રહ્મવાદ) ના સ્વરૂપનું નીચે પ્રમાણે નિરૂપણ કરે છે.

## શુદ્ધાદ્વૈત અથવા બ્રહ્મવાદનું સ્વરૂપ.

આ સર્વ નામ રૂપાત્મક જગત્ આત્માજ છે. તે બ્રહ્મ જગત્‌ને ઉત્પન્ન કરે છે, અને તેજ પોતે ઉત્પન્ન કરાય છે. તે વિશ્વાત્મા રક્ષણ કરે છે, અને રક્ષણ કરાય છે. તે સંહાર કરે છે અને સંહાર કરાય છે.(૧૫)

---

૧૪ **यथोर्णनाभिः सृजतेगृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति। यथासतः पुरुषात्केशलोमानितथाऽक्षरात्संभवतीहविश्वम् ॥ ११७**

૧૫ **आत्मैव तदिदं सर्वं सृज्यते सृजति प्रभुः ॥ त्रायते त्राति विश्वात्मा ह्रियते हरतीश्वरः ॥ १८३ ॥**

तदिदं सर्वं (આ સર્વ આત્મા છે) तदिदं ब्रह्मैव (તે સ્ર છે) એ બંને શ્રુતિના અર્થનું ગ્રહણ કરીને આ સર્વ જગત્ બ્ર (વાતનો) સર્વ મનુષ્યોએ પોતાની બુદ્ધિ પ્રમાણે નિશ્ચય કરવો. આ બ્રહ્મ રૂપ માનવું એજ બ્રહ્મવાદ છે. બાકી મત સર્વ લ્પિત છે, અને ત કલ્પિત મતનું ફલ મોહ છે. (૧૬)

"આ જગત્ શું છે, આનું રૂપ શું છે, એ કેમ ઉપજ્યું? તથા એનું કારણ શું? એવાં વિચાર જ્ઞાનવાન પુરૂષે કોઈ પણ કાળે કરવો નહિ, પણ આ જગત્ કેવળ માયા છે તથા ચૈતન્યજ પ્રપંચ રૂપે સ્ફુરે છે એવોજ વિચાર કરવો" (૧૭)

જ્યારે આ પ્રમાણે વિદ્વાનોએ વિચાર કર્યા સિવાય માયાવાદનું ગ્રહણ કરવાની શ્રી શંકરાચાર્યજી આજ્ઞા કરે છે, ત્યારે શ્રી વલ્લભાચાર્યજી વિચાર શ્રેણીનું દિગ્દર્શન કરી દરેકને આ વિષય ઉપર વિચાર કરવાનું ફરમાવે છે. એજ શાસ્ત્રીય છે, કેમકે જે વિદ્વાન છે, તેને વિચાર કરવાની યોગ્યતા છે. અને વિચાર કરવાની આવશ્યકતા છે. માટે અમારી પણ અત્રે મળેલા વિદ્વાનોને આ વાદ વિષે વિચાર કરવાની પ્રાર્થના છે.

માયાવાદ સ્વીકારવાથી જે પરિણામ થાય છે તે નીચેના શબ્દોમાં કહી શકાય.

न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा ।
न च त्वं न चाहं न चायं प्रपंचः ॥

શ્રી શંકરાચાર્યજી કૃત નિર્વાણ દશકમ્ (૧૨૬).

---

૧૬ आत्मैव तदिदं सर्वं ब्रह्मैव तदिदं तथा ॥
इति श्रुत्यर्थमादाय साध्यं सर्वैर्यथामति ॥
अयमेव ब्रह्मवादः शिष्टं मोहाय कल्पितम् ॥१८४॥

૧૭ किमिदं किमस्य रूपंकथमेतद्भूदमुष्यको हेतुः ॥
इति न कदापि विचिन्त्यं चिन्त्यं मायेति धीमता विश्वम् ॥
સ્વાત્મ નિરૂપણ પૃષ્ઠ ૪૨.

न पुण्यं न पापं न सौख्यं न दुःखं ।
न मंत्रो न तीर्थं नवेदा न यज्ञाः निर्वाण १९ १२७.

શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ સિદ્ધ કરેલો બ્રહ્મવાદ - પ્રમાણે આ જગતની રચના અને સ્થિતિ સમજાવે છે. એ વાદના નિરંતર અધ્યય અને સ્મરણથી મનુષ્યને પોતાનું ઇશ્વર પ્રત્યેનું અને આસપાસની દુનિય પ્રત્યેનું કર્ત્તવ્ય સમજાય છે. આ વાદ શ્રુતિ સિદ્ધ હોઇ સર્વ પ્રકારે આત્ સંતોષ પ્રાપ્ત કરાવે છે.

કોઇ અચિન્ત્ય કારણથી આ વાદ તરફ વિદ્વાનોનું લક્ષ હજુ સુધી ખેંચાયું નથી. તેમ થવામાં આ વાદ સંબંધી શિક્ષણ પાંઠશાળાઓમાં અપાતું નથી એ પણ એક કારણ છે. જ્યાં સુધી એ શિક્ષણ અપાતુ થાય ત્યાં સુધી વિદ્વાનોએ તેનો અભ્યાસ કરવાની અને બીજા વાદો સાથે તેનો મુકાબલો કરવાની અગત્ય છે, અને તેમ કરવાની અમારી પ્રાર્થના છે.

નડીઆદ તા. ૧૫-૮-૧૬

લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ.

---

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ.